# પાક અહુરા.

---

આ અહના કલમથી લખાયલાં પુસ્તકોની હારમાળામાં, આ જીંદગીનું જાગૃણ સત્તરમું પુસ્તક છે. આ જીંદગીનું જાગૃણ બહાર પાડતા, તે માહેલી બાબદ, જુદા જુદા તબક્કે, જુદા જુદા પ્રયોગોથી સંભળાવવામાં આવે છે, જે જુદા જુદા ગ્રહસ્થો દિપક કરી બતલાવશે, જે માટે, તેમનો ઉપકારજ ગાવામાં આવશે.

આ, બાબદ, બહાર પાંડતા, તે કામ રથેસ્તાર મંડળ તરફથી, બાઇ ભિખાઇજી ભીમજીભાઇ પાલમકોટની યોજનાનાં કોનસર્ટ હોલ ફંદના લાભ માટે, જે આવક થાય, તે આપી દેવામાં આવશે, તે માટે, જે ભલા બાનુઓ, તેમજ ગ્રહસ્થોની મદદ મલશે, તે માટે, તેઓનો, તેમજ મંડલનો ઉપકારજ થઈ રહેશે.

સખાવત કરવાની આગેવાની લેવાનું મોટું માન પારસી જરથોસ્તી કોમ લેતીજ આવી છે, અને, જ્યારે, ભલા નર નારીઓ, મોટી રકમથી, ધર્મના ધામ દિપાવે ત્યારે, તેજ કોમના ગરીબ વર્ગના પોતાની ગુંજાશ પ્રમાણેનો ટુંક ફાળો, આવી કીસમના કાર્યે કરી આપી દે, તે માટે, પણ, હરેક ભલા જીવને પુન્ય, તથા ભલાઈજ હાંસેલ થાય,

જીંદગીનું જાગૃણ, યાને આત્મિક બળનો ભાવ, એક નહી પણ હજારો તરાહના રૂડા કર્યોથી મલતો રહેશે, કોઈ વેળા, ધનથી, કોઈ વેળા જ્ઞાનથી, કોઈ વેળા પરસ્પરની સેવા અને સાદી મહેનતથી, કોઇ વેળા, રૂડા સખુનથી, પણ જીંદગીનું જાગૃણ વધતુંજ રહેશે. પોતાની કોમના હિત અર્થે, પોતાના ધર્મના જય અર્થે, હરેક નર નારી ધર્મે આસ્થા સાથે, પોતાના કરતાં, ઓછા તવંગર તરફ દિલસોજી, પ્રેમ, અને રહેમ દિલ રાખતાંજ રહેશે, તો, માઝદયસ્ની ટોળો, હમેશાની જાહોઝલાલીમાં દિપતોજ રહેશે, અને રપીતામાં જરથુસ્ત્રા સાહેબની દિનનો કીલ્લો સદાકાળ, માહાબળ ખોરશેદના ઉત્તમ કિરણોની પ્રકાશતો દિપતોજ રહેશે; કે, જે કીલ્લો આવતી ઓલાદના જરથોસ્તી બચ્ચાંઓ, બાપ દાદાની, નામદારી સાથે પુર ઝેનથી ઝલકતો જોઈ મળકાશે.

છેવટે, હરેક ધારેલા સુભ કાર્યોને અહુરા આશિષ આપી આમીન કરો, અને સુભ કાર્યો પાર ઉતરે, એવી દુવા ચાહી.

હું છું સદા સેવક,

કર્તા—"હરમીસ."

## વાંચો !—જુની વાર્તાઓ.

### મોહન મહાલ, યાને સંસાર કે સ્વપ્ન સિંગાર.

### "રાગ કે વૈરાગ"

### "નસીબનો નાઝ."

કર્તા—"હરમીસ."

## શેખીને શિખામનના પાત્રકો.

| | |
|---|---|
| જમશેદ | —જુગાર અને રેસનો ખેલાડી. |
| ફીરોજ | —જમશેદનો મીત્ર. |
| કેકી | —ધર્મ ઝેન ધરાવનાર જરથોસ્તી. |
| હોમી | —સાદી જીંદગીમાં સુખ માનતો કેકીનો દોસ્ત. |
| કોટવાલ | —વોલનટીયર કોરનો આગેવાન બહાદુર. |
| એ ઉપરાંત | —બોયઝ, કાઉટસ, તથા, તેમના ગોઠીઆઓ. |



## રાજ્ય સેવા.

| | |
|---|---|
| રૂસી | —બહાદુર વોલનટીયર. |
| ગુલાં | —તેની મોહારદાર. |
| નાઝાંમાય | —રૂશીના માતાજી. |
| અસપનદીયાર | —સાદો, પણ સાચ્ચો ઇરાની નોકર. |



## કર્તાના બીજા પુસ્તકો.

(સંગીત) મિનોઇ મજાહ–કિયા કિર્તન–સગન સંગીત–મધુરીકા–રહેબરી–રોશની–ભાવિક ભક્તિ–હિંદના દાદા–દાદારનું દાસ્તાન–માઝદીયસ્ની મોનાજાત–શાહ જમશેદ–સંજાણુની સરજત–સ્વામિ સેવા–નસીબનો નાઝ–વાર્તા–મોહન મ્હાલ–વાર્તા–રાગ કે વૈરાગ–વાર્તા—

થોડુકમાં તૈયાર થઇ બહાર પડશે–માતા મધુરી–યાને સંસારના સાગરની સુંદરી–જેમાં નારીના ચાર વ્યાખ્યાણો, સંગીત, કવિતા, તથા વાચણમાં સમાવ્યા છે, સંગીતનાં નોટેશન, યાને વજાડવાની ચાવી આમેજ કરવામાં આવી છે.

જ્ઞાન સાથ ગુણભાવમાં વખત રોકવો હોય, તો, સંગીતના પુસ્તકો સાથે વાર્તા વાંચી ખ્યાલ કરશો.

કર્તા–"હરમીસ."

પાક અહુરા.

# જીંદગીનું જાગૃણ.

## અહુરા—કલ્યાણ ત્રીતાલ.

ભજો નિત હિત દઇ અહુર કલામ !
નામરે તેનું—કામરે તેનું—હૃદયમાં દઇ લઇ. ગાવો સલામ.
પામો તેથી માન અમાન=જપો.

માઝદીયસ્નની મહજબના મિત પ્રિતે જીતે ધરમના હિત
પલ પલ પલમાં—સચ ચલવલમાં
આશા સતે રાખી —અષોઇ સ્થાપે ગામ પરગામ=જપો.

ઓ સજ્જન ગુણી દાની સાની—અષોઇ આશા વ્હાલે માની
મઝદા મહજબ દિને જાણી—જરથોસ્ત થાયો કેવો જાની=જપો.

---

જીવનમાં શું કરવાનું છે? તેમાં સંતો અને ગુણીઓ કેમ દુખ વેઠી ગયા?

## ગઝલ—મો૦ રૂસી જ. ભેસાન્યા.

એક દીન એ ઝહાંનસે, જાન તેરી જાયગી
પલ ગીન લે ભલા અંત કામ આયગી=એક દીન.

જગમે તું આયા—નામ કુલે સુભહાનકા
મૌજ બીછું દંખ હય—રંજ જાન લાયગી=એક દીન.

પ્યાસ હય આશકી, સાસ જગ પાર હો
હર કામ ધ્યાનમે, ઇઝત બધાયગી=એક દીન.

દેખ મન્ત સંતકો, જગ દુખ પા ગયે,
રંક હાલ ખ્યાલમે, શાન અહુર આયગી=એક દીન.

જીવની ફરજ, અને તે કેવી રીતે પાળવી ? સુધભાવ અને પ્રેમ સાથ, બ્હાદુરી અને સાચ્ચી હિમ્મત સાથે પાળવી.

ગાનાર—સ્કુલ બોયઝસ્કાઉટ

પ્રબળ સબલ—તું કિરતાર બાપ
અચલ અકકલનો—તુજનોજ છાપ
તુને નમી પલે નમી—ધરશુરે યાદ
રહેમી ! —પ્રેમી ! વીર ધીર આપ !=પ્રબળ
બળ કળ અમને—સત કાર્જ સાંધ
સઉ સુભ લાજ—જગનેજ કાજ
કળી તારી ન્યારી ન્યારી—આપે સુખ સાજ
દમે દમ ભારી સારી—તુજ મન દાઝ રહેમાં પ્રેમી કષ્ટનેજ કાપ !=પ્રબળ
સત સુરવીરનો—ધરશુંજ ખ્યાલ
સાચ સલાહનો—ધીરશુંજ માલ
એ દિલસોજ—રહેમીજ દોસ્ત
હિતે કામ કરશુંરે—બંધું એનું ખાસ
રાજ્ય શીર વીરમાંજ—ભરશુંરે આશ જયોજં પિતાની—કિર્તિજ ગાજ.
રહેમી પ્રેમી રક્ષણુ આપ !=પ્રબળ



જગતમાં નેકી કરવાજ આ જીંદગી છે, તે ઉત્તમ રીતે પાળવી એમા ધર્મ છે.

કાલીંગડો—ગાનાર—મી૦ કાપડીઆ.

નેકીકા પ્યાલા ભરો ! નેકીકા પ્યાલા ભર દો સખી=કોઇ નેકીકા પ્યાલા ભરો !
બદી કીસી ધાર દાલા કરો—પ્યારે નેકીકા પ્યાલા ભરો !=
નેકીતો આખર રહેનેવાલી—મરનેકી સાથ આનેવાલી
જબ ભરો સાંસ—તબ કરો આંસ—રખનો નેકી પાસ=નેકીકા.
દુન્યા એક કારખાના હય—ઓર આપ કારીગર,
સચ મહેનતસે કામ કર—રાજી હો પરવર
દામ ઉસકા તબ મીલે—જીતના બી હોવે કામ
મરણુ બાદ તું જાવે જહાં—વ્હાં મીલે તેરા દામ=નેકીકા.



# "શેખીને શિખામણ યાને બેટેહચન બળ."

જમશેદ—વહાલા ફીરોજ તું બરાબર વખતસર આવ્યો નહિ ?
ફીરોઝ—મને જરા ગોઠવણ કરવી હતી તેથી જરા મોડું થયું.
જમશેદ—ગોઠવણ! શાની ગોઠવણ કરવી હતી ?
ફીરોઝ—આવતી કાલની રેસની ગોઠવણ.
જમશેદ—અરે ભલા, તેની ગોઠવણ શાંની કરવાની ?
ફીરોઝ—તે, પૈસા વગર ત્યાં જવાય કેમ ?
જમશેદ—અરે યાર, કોઇને અમઠી ચીઠ્ઠી પત્રી લખી આપવાની, પૈસા જીત્યા તો ઠીકાઠીક, નહિં તો પછી જરા ધમકી અને "Cold Shoulder."
ફીરોઝ—એટલે, એટલે જમશેદ તું શું કહેવા માંગે છે ?
જમશેદ—એટલે એમ કે જેની પાસથી પૈસા ઉછીના લીધા, તેને સાફ સાફ કહી દેવાનું, કે બાવા, (૪પા) ટકાનાં બ્યાજે ધીરેલા પૈસા કાંઈ પાછા મેલવવા છાજે ?
ફીરોઝ—અને પછી આપણી આંત અને વિશ્વાસ રહે કે ?
જમશેદ—અરે ભલા, જુગારીનો વિશ્વાસ કેવો ? એ તો તું જરા નવોસવો, તેથી "Nervousness" લાગે. ચાલ જરા બારમાં જઇને ગરમ પાણીનો ગોટ લઇએ. (તેઓ જવા કરે છે તેટલાં.)
કેકી—(સામે આવીને) અફસોસ! અફસોસ! જમશેદ! જમશેદ! તું જમશેદ નામ ધરાવી, આ કામ પર ઉતરી પડયો !
જમશેદ—અલ્લો કેકી! વળી તું કહાંથી ત્હારી ફીલસુફીનો ફુવારો ઉડાવવા ફુટી નીકળીયો ? શું શાહ જમશેદ શરાબ પીનો ન હનો ?
કેકી—જમશેદશાહ, ભલે શરાબ પીતો હોય, પણ ત્હારા જેવા લફંગા માફક બીજાના પૈસા ઉછીકા લઇને, પાછા નહિ ફેરવવાને, તેમજ રેસ અને જુગારખાનું પસંદ કરવાનું કામ કોઇને પણ શીખવતો ન હતો. શું, કોલેજમાં ભણી આ કામ શીખ્યો! શું તહારા મુરબ્બી બાપના પૈસા કાંઇ હરામ મહેનતના હતા, કે તેજ પૈસાથી લીધેલી કેળવણીનાં આવા ફળ પેદા કરવા બહાર પડયો?
જમશેદ—ભાઈ કેકી, એમ કરયે નહિ તો ટકુ કેમ ચાલે ?
કેકી—બેવકુફ, એમ બોલતાં જરા લજ્જા! સાંભળ, શરત અને જુગારમાં તો ફક્ત એકજ ટકુ પાર જાય છે, જયારે પ્રમાણીક ધંધાના દરેકદરેક

ટટ્ટુ કાંઇ ને કાંઈ પણુ સારૂંજ લાવે છે. તન પટકીને મહેનત કર, થોડી કમાણી ઉપર સંતોષ ધર, અને ખુદાને ગમતાં કામ કરવા હિમ્મત ધર!

**જમશેદ**—ભાઈ કેકી, તારી એ ફીલસુફીએ તો અવકરા અને કંગાળયત હાલતમાંજ મરવાનું થાય.

**કેકી**—ગરીબ અવતાર પણુ ઉદ્યોગી દેહ, અને તેથી મલતી દાળ અને રોટી, ત્હારા જેવા ઉછાછળા અવતારનાં તકલીદાં સુખ કરતાં, લાખો ધણી સારી છે, તેનો દાખલો જોઇતો હોય તો લે, આ સામેથી મારો મીત્ર આવે છે. ( કોઇ આવે છે ) હલ્લો હોમી, એટલો જલદી તું કહાં જાય છે?

**હોમી**—ભાઈ કેકી, આજે અમારા ખાતાંમાં કોઇ ભલો અંગ્રેજ આવનાર છે, તેમને મ્હારી તેમજ મારાં ખાતાંની સુથાર કામની હુનરમંદી દેખાડવી છે.

**જમશેદ**--(વચ્ચે) સુથાર કામની હુનરમંદી! ભાઇ હોમી, એવી હલકી નોકરીમાં, તે શી હુનરમંદી બળી છે!

**હોમી**—શેઠ જમશેદજી, તમારો અણુગમો નકામો છે. એ હુનરમંદી, આજે પાંચ રૂપ્યાનો રોજ પાળે છે. એ હુનરમંદીથી આખું આંગ વળે છે. એ હુનરથી કાટખુણાનું કામ ઉંચ પ્રકારે ગણાય છે. મનશક્તિ ખીલી એજ હુનરથી રાજ્ય મહેલો આરાસ્થા થાય છે. પ્રમાણીક મહેનતથી આખા દિવસમાં સારો રોજગાર થાય છે, અને રાત્રીએ નિરાંતે ઉંઘ પણ આવે છે. પ્રમાણીક મહેનતથી ધીરે ધીરે થોડુ બચાવી એક નાની દુકાન કાઢી બેશીસ, તો ટુંક ધંધાથી, મ્હારા ઘરનોજ વેપાર ધંધો થઇ પડશે. વેપાર અને વણજમાં પડયા રહેલા બાપદાદાઓ, પોતાની ઉપરાંત બીજી કોમને ધંધો શીખવી ગયા, અને અફસોસ! આજે આપણે તેઓના બચ્ચાઓ તેઓ નફ્ત નોકરી અને આવી રેસટીપની જીબમાં સપડાઈ, કંગાળયતપણાને ડાચું વકાસતી આપણાં બારણાંમાં જોઇ રહ્યાં છીએ. એનું નામ તે તહેકરાઈ અને ફેશનની ફીશયારી! હજી પણ વખત છે તેટલાં ચેતી લે, અને રેસટીપમાં જો નામ નોંધાવ્યું હોય, તો ત્યાં જતાં અટકી રહે.

**જમશેદ**—ભલા બાઇ, તું મારૂં માન, થોડા પૈસા લાવ, અને મ્હારી સાથે નસીબ અજમાવાનો વેપાર કર, અને જો કે થોડી મહેનતે તું રેસ-ટીપથી કેવો સુખી થાય છે. આવ, મ્હારી તજ્વાંજાતક સ્પોરર્તીંગ કલબનો મેમ્બર થઇ જા.

**હોમી**—ચુપ ! ખામોશ ! તારી એબલગામ સલાહ ત્હારીજ પાસે રાખ. ! જરથોસ્તી ધર્મનો દાવાદાર, તે હરામ ઇલ્લતનો દેવાદાર થઇ, જુઠા અને મેલા દાવના ધંગમાં ફરી, ત્હારી જીંદગી ધૂલ કરે છે ! ત્હારા ધર્મને તું કેવું માઠું લગાડે છે ! મ્હારી સાદી જીંદગીથી પેટપુરતું મેળવી હું સુખી ફરૂં છું, ઉછીકા પૈસા લઇ, પાછા નહિં ફેરવવાનું ધ્યાન છોડ અને ધર્મ ઉપર ધ્યાન ધર !

**જમશેદ**—ભાઇ હોમી–તારી એ ફીલસુફી તું ક્યાં શીખ્યો ?

**હોમી**—મ્હારાં માઝદીયસ્ની ધર્મનાં સિધ્ધાંતોથી.

**જમશેદ**—ધર્મ પાળવાથી શું હાસલ થાય છે ?

**કેકી**—ધર્મ આસથા અને તે ઉપર હિત રાખવાથી આપણાં ચિતને સલામતીનાં સાગર તરફ લઇ જવાય છે, સાદી જીંદગીમાં નિયમીતપણું, આપણને શાંતીની સીમા તરફ ધીમે ધીમે લઇ જાય છે, જેમાંજ રપીતામાં જરથુસ્ત્ર સાહેબનો ધર્મ જય છે.

**જમશેદ**—ભાઈ, ત્હારી ધર્મ ઝેનની ફીલસુફી સાંભળી મ્હારૂં મન ઉકળી આવ્યું છે. એવા ખોટા પટપટારા છોડ, અને મ્હારી સાથે રેસ કોર્સ પર આવ ! ( ડોળા કકડાવી ) ના, તુંને આવવુંજ પડશે !

**કેકી**—એટલે ! તું શું એમ કહેવા માંગે છે, કે ત્હારા આ નજીસ કામમાં હમો હમશરીક થઇએ ?

**જમશેદ**—હા, તમુને તેમ કરવુંજ પડશે, ( બાજુમાં નજર પડતા ) જો પેલા મ્હારા દોસ્તો આવતા જણાય છે, તમો નહી આવશો તો, તમુને જબરીથી ઉપાડી જઇશું (નવા આવનાર ત્રણ દોસ્તોને જોઇ) અલો, બીરાદરો, તમો આવી પુગ્યાં ! ચાલો, આજે નવા બીલ્લુ સપડાયા છે ( કેકી તથા હોમી તરફ ફરી ) કેમ, પાંસરાં પાસરાં સાથે પધારો છો, કે પાસરાં રંગીન બનાવવા માગો છો ?

**કેકી**—એટલે શું, તમો લોક હમોને મારશો ?

**બધાં જણાં**—અરે મારશો શું, ઠંડા કરી નાખશું. ( અંગ પર ધસે છે )

**એક જુવાન**—(વોલનટીયર ધસી આવે છે) ખબરદાર ! શરમ છે ! શરમ છે !

**જમશેદ**—કેમ ! એ વકતલેન વોલનટીયર ! જાણ્યું, જાણ્યું ત્હારૂં બળ !

**વોલનટીયર**—ચુપ રાવ ! આ ગરીબ જરથોસ્તી ભાઇઓની શિખામણ ઠોકરે મારી, ઉલટા, તેઓને નીચ ધંધામાં સામેલ કરવા, મારની ધમકી આપતા હતા ! જાવો; સીધ્ધા ચાલ્યા જાવ ! ઢોળે દિવસની આ પાક બેઆઇ છોડો !

**જમશેદ**—અને નહીં તો !

**વોલનટીયર**—તમારાં જેવા મુજીઓથી, આબરૂદાર શહેરીઓનું હમો કેમ રક્ષણ કરીયે છીયે તે બતલાવીશું.

**જમશેદના સાથીઓ**—એટલું બધું ! ચાલ આવી જા ! ( ચારે જણા પેલા ઉપર ધસે છે એકલો વોલનટીયર, તેઓને પટકે છે, માર મારે છે, હાથ પગ ભાંગે છે, તેટલાં તેઓના સાથીઓ આવી જાયે છે.)

**નવા બીજા વોલનટીયર**—(આવતાજ) અલો, આ શું ! આ તો આપણો મિત્ર કોટવાલ છે !

**જમશેદ તથા સાથીઓ**—( ભોંય પર પડી બુમ પાડે છે ) ઓ બાપ ! કોઇ આવો. ઓ ભાઇઓ, હમુને બચાવો !

( પગ પર કળતર થવાથી બુમ પાડી પગ ઠાબે છે. )

**પહેલો વોલનટીયર**—(પોતાના સાથીઓ તરફ) ભાઇઓ, આ ગરીબ જરથોસ્તીઓને, આ મૂંજીઓ મારવા તૈયાર હતા તેટલા, મેં તેમને, મલમપટાના અવતાર માટે તૈયાર કર્યા છે.

**બોયઝ કાઉટ્સો**—(અંદર દાખલ થતા)-અરે, આ શું ? (કોટવાલ તરફ ફરીને) ડીયર, કોટવાલ, આ શું થયું ?

**કોટવાલ (પહેલો વોલનટયર)**—એમનેજ જરા પુછી લે !

**જમશેદ તથા ભોંયપર પડેલા બધા**—હા ભાઇઓ, હમોને માફ કરો ! અમારી ભુલ થઇ (ઓ પગ કળે છે રે) અમારો બચાવ કરો.

**બોયઝ કાઉટસ (પોતાના સાથીને)**—જા બીરાદર, હમણાંજ આપણો એમબ્યુલન્સ સ્થાફ જાય છ, દોડી પુંગ અને તેઓને, હયાં બોલાવી લાવ ! તેટલાં, હું એમની બરદાસ કરીશ (પેલો જાય છે). ભાઇ કોટવાલ, એ લોકને માફ કરો, અને એઓને મલમપતો કરવા મને મદદ કરો (સઘળા મદદે વળગે છે. એમબ્યુલન્સ આવી પુગતાં, સારવાડ, થતા, તથા બીજી ઉઠવેઠ થાયે છે. ઠાઠરી પર નાખીને લઇ જાયે છે તેટલાં જખમી ભાઇઓ પેલાઓની માફી ચાહે છે. )

**જખમી**—ભાઇઓ, તમારી શીખામણ નહીં માની ! તમારી સાથે શેખી કરી, તેનાં ફળ અમે જોયા છે. હમુને માફ કરો ! તમારૂં બળ જોઇ હમોને બારે પાઠ મળ્યો છે, ખરેજ, હમો સાજા થઇ, તમારીજ વોલનટીયર સંઘમાં આવીશું !

**કોટવાલ વોલનટીયર**—પણ તે અગાઉ રેસ, અને જુગારનો ચેપ હોય તેને જનમની ટેપ લગાડીને આવજો ! (તેઓ જાયે છે)

**કેકી તથા હોમી**—( વોલનટીયર મી૦ કોટવાલ તરફ ફરી) ભાઈ કોટવાલ, વખતસરની, તમારી મદદથી, અમો બચ્યાં છૈયે. તમારો ઉપકાર માનીશું.

**કોટવાલ વોલનટીયર**--જરથોસ્તીઓની પાક ફરજ છે, કે હમદીનોની બહેતરી માટે જાન આપે, એમાં તે ફરજ સીવાય, અમે બીજું કાંઇ કરયું નથી. જે ફરજ, આપણુ સઘલા જરથોસ્તીઓએ ધર્મથી સ્વિકારી છે.

(હયાં આપણા મિત્રો ધર્મ માટેનું સંગીત ગાશે–તે સાંભલીશું.)

**સ્કાઉટસ**=ધર્મ ભાનનું માન ધરતાં–હાન કદિ દિલ આવે નહી.
હાન કદી દિલ આવે નહી–તાણુ ઉમગનો થાય નહી.=ધર્મ.
પ્રેમ, આશ બિન સ્વાર્થ બધાવે–ચિંતા ચલવલ થાયે નહિ.
ધર્મ દુબાવે જે નરનારો, તે અહુરાના થાયે નહિ.=ધર્મ.
ધર્મ કામે જર નહી વાવે–નાવ પાર તરાવે નહિ.
બિન ધરમથી માનવ પળ પણુ–મિનોઇ મઠમાં જાયે નહી.=ધર્મ.

---

**જીંદગીના બ્હારમાં કરવાનું કામ, કે જેમાં ઉંચો સ્નેહ અને ઉંચો સંગત મન સાથ રાખવો જરૂરનોજ છે.**

રૂત બ્હારકી યે સમયમે–ધ્યાન લગાકે માલ ભરલો !
એ જીંદગાની આખર ફાણી–ધ્યાન લગાકે ખ્યાલ ભરલો !
લુંટ કરે જો, સતકો લુંટો–આખીર હય સંસારન જુઠો.
એ ફરશપર ચાહ બીછાકર–સિધ્ધી સત હર તાલ ભરલો !=
સર નમનમે ધ્યાન બમન હય–બહ્ય ભેદકી પાવે રૂતકો.
શાન બઢે, અરમાન બઢે–અહુરા / અલ્લાહ } નામ યકબાલ ભરેલો !=
આતષ પાણી વા ખુલંદી–એ હય અપના દોસ્તો જાની.
એ સંગતકી ખુહ પયછાણી { અહુરાકો / અલ્લાહકો } તુંમ અપના કરેલો !=

( સ્વામી સેવા ) ની ચોપડીમાં જુવો.

---

**આતષપર જાન ફેશાની. તે હોસ્ત છે, જે પોતાનો રૂબલ પાક અહુરાના દવારમાં પોહોંચાડી મિનોઈ મઠનો સ્થાન આપશે.**

કુરબાન જાન તનને—આતષ નમને પાળો.
ભવનો ઉગારએ અણુથી—રંજો અલમને ટાળો=કુરબાન.
પુત્ર થયો એ પ્યારો—અહુરનો અતિ રૂપાળો.
સુગંધ નમને બાળો—રંકને ટકાવી આલો=કુરબાન.
આતષ રક્ષળો કહેરી—અહુરને પેગામ ન્યારો.
બસ અંત સમય દેશે—મિનોઇ મજાહનો પ્યાલો=કુરબાન.

---

જીની દેસાઇ કુાં૦

તમોને કોઇબી જાતની

કોઇબી દીઝાઇનની રંગ બેરંગી

તમામ વેલાયતી જેવીજ

# ચુંદરી

છપાવવી હોય તો અમારી સલાહ લેજો

ગરમ, સુતરાઉ, રેશમી કાપડ ધોઇ, તેમજ

ટેસ્ટદાર રંગોમાં રંગી આપીશું.

જીની દેસાઇ કુાં૦

ધોબી તલાવ

નવાં આતષબેહેરામ સાંમે, મુંબઇ.

# રાજ્ય સેવા.

ઓરડાનો દેખાવ—એક જુવાન, (વોલનટીયરના ડ્રેસમાં, તીપાઇ આગળ વાંચતો જણાય છે, તથા બોલે છે), જ્યારે, આ ગીત ગાઉં છું, ત્યારે, ખુદરતના ખેલ આગળ હું કેવો રજ માત્ર થઇ જાઉં છું, જ્યારે, આ જીવનમાં, અભીમાન રાખી, આપણે કેવા તણાઇ જઇએ છીયે. ત્યારે કવિઓ ખરેજ કેવી શાન્તિ મેળવી ગયા, અને તેથી, વળી, કહી ગયા છે કે, પર દુઃખભંજનમાં, રંજ નહિં, પણ ગંજ છે. પર સેવામાં સુખનાજ મેવા છે. (ગાએ છે.)

હમ તો નાચીઝ હય—ઓ નામ પુંજાને વાલે.
નામ પુંજાને વાલે—ઓ આશ છુપાને વાલે.=હમ.
દિલ દર્દ હોતા હય—કાતીલ જખ્મકે લીયે.
ખુદ બખુદ જુદાઇસે—આગ જલાને વાલે.=હમ.
કલ, જોશે બહાર થી—મૌજ મેરી ઓર બધી.
આજ કહાં છીપ રહે—મોજ દીખાને વાલે.=હમ.
આફ્રીન તુંજ ચશ્મોંપે—તન મન નિસારલે.
પાસ લે એ દાસકો—ભગવાન બનાને વાલે.=હમ.

દાખલ થતી બાનુ—વહાલા રૂસી! ત્હારી વહાલી ગુલ, તને આજે સાલ- મુબારક ચાહે છે, અને ફુલે વધાવે છે! જીવતો રહે વહાલા! અને બુધ્ધીબળ સાથે, ઘણા સાલનું ઘણું સુખ જો! (ફુલથી વધાવી, પેટમાં ચાંપી, માથા ઉપર ચુંબન કરે છે.)

રૂસી—થેંન્ક યું, વહાલી ગુલ, તહારા પનોતા હાથ, અને નામજ, મહારા કામનો ગુલાબ છે! છતાં, ત્હારી તરફના, મુબારક રોજની બામદાદના આ ગુલાબો મહારા માર્ગમાં, ભલાઇનાંજ કામ કરવા, સુગંધી ફેલાવશે. ચાલ, વહાલી, હવે હું જઇશ, પેરેડનો વખત થવા આવ્યો છે. (ભેટે છે. માથાપર હાથ પસવારે છે.)

ગુલ—વહાલા, જરા ત્હારાં મમ્માજીને તો આવવા દે!

રૂસી—ગુલ! તું મમ્માજી માટે મને ના રોક! પેરેડ ગ્રાઉન્ડ પર મહારૂં જવાનું, તેમને બિલકુલ ગમતુંજ નથી.

ગુલ—કાંય! કાંય! વહાલા! આપણી તોખમ પ્રમાણે આપણે બહાદુર વંશના નબીરાઓ છૈયે, છતાં, આપણા માતાજીને તેવું લડાયક ખમીર નહિં ભાવે, એ તો બા અજબ જેવું!

રૂસી—હા, તેનું કારણ છે. કારણ કે આપણે ઘણાં વર્ષો થયાં, બાપીકા કામની નામદારી, ફકટ મુખના પતપતારાથીજ ગાઇ રહયા હવા,

રૂસતમ શોરાબ, અને ઝાલના વખાણુ ફકત લખાણુ અને બોલીમાંજ ગાયા હતા.

**ગુલ**—અને હવે !—

**રૂસી**—હવે તે કામમાં મેળવા, તથા તે હિમ્મતનો અમલ કરવા બહાર પડયા છે, તથા ઇરાનની યાદ ફરી તાજી કરી, શુરવીરોને જગાડી, મન શાદ કરવા કમ્મર બાંધી રહયા છૈયે.

**ગુલાં**—તે તો ઓર સારૂંજ છે.

**રૂસી**—હા, તે ખરૂં, પણુ અમલમાં મેલતાં, આપણા ઘરડા માતપિતાઓનો જીવ કુમળાયે છે.

**ગુલાં**—પણુ તેઓએ હિમ્મત રાખવી જોઇએ.

**રૂસી**—તે તો જ્યારે કસની સોટી, આપણા બરદે પડે, ત્યારે સુજ પડે. ચાલ હવે મને રોકતી ના, અને મ્હારા મમ્માને સમજાવી લેજે.

**ગુલાં**—સિધાર, મહારા વહાલા, પ્રાણુ રૂસી સીધાર ! (તે જાયે છે, ત્યાંસુધી ઉભી રહી, તેને રૂમાલની નિશાંણુ કરતી રહે છે, પછી પાછી ફરી ખુરસી પર બેઠી, લગાર દલગીર થાય છે ) ખરેજ, જ્યાં સુધી પેરેદ ગ્રાઉન્ડ પર એ વહાલો ધમચકી કરે છે, તે જોવા તો ઘણું ગમે છે, પણુ જ્યારે એવાં કામની સામેલગીરી યાદ આવે છે, ત્યારે તો, પેટની ફાલ જીવને હાલહવાલ કરે છે. કલેજી, બધી ઝલીને ગળી જાયે છે.

હા ! પતિ વિના નારીનું જીવતર શું ? પતિ વિના નારીનો સિંગાર શો ?
ખરે પતિ વિના સિંગાર—સતીનો કહાં રહયો અવતાર !

વીન પતિ કેમ ભવનાર— { સતી કયાં જોય બિનોઇનો દવાર
સતી ક્યાં જોય રૂડો સંસાર }

પત સતી પતિમાં મ્હાલે—હુ મલકુ એના બ્હાલે
મુંજ કાળ વહે સુભ ફાલે—મ્હારો રૂશ ખરૂ પ્રિત પાલે=ખરે
ઓ દાદાર ત્હારી દાસી—મેં લીધી પ્રિતની ફાંસી
રહી પતિ ચિતમાં સ્વાસી—મુજ પતિ પ્રિતની પ્યાસી=ખરે

( ગુલાં જાયે છે. )

**નાજાંમાય**—(ગાતા આવે છે.) ગુલ ! ગુલાં ! ગુલાં ! ઓ વાયરે ! સહવારનો પોહોરે કયાં હતી ?

નમું માહરા દાદાર અહુરા તુને—નમું ત્હારા ખુરશીદ, તારાઓને=નમું.
નમું પાક જરથુસ્તની દીન વાટ—ગાઉ હું આતષ તારીફ સદા=નમું.
પેદા કીધા ખુરશીદ મારા નેક—ધરમ ભાવે તું રાખ લાજ નેક=નમું.

**ગુલાં**—( દોડતી આવી ) એ કોણ ! વહાલાં નાઝાંમાય ! શું છે માયજી !

**નાઝાંમાય**—ત્હારૂં ધક બરેરે ! શું ક્યાં હતી ! મકુજે મારો દિકરો રૂસી કહાં ગયો ? હું સાલમુબારક કરવા, તથા હાર પેરાવવા, ઓરડે ઓરડા સોધી વળી ?

**ગુલાં**—માયજી, વહાલો રૂસી, તો આજે પેરેડ ગ્રાઉનડ ઉપર સિધાર્યોચ.

**નાઝાંમાય**—આવા સપરમે દહાડે ! એ વાયરે, ઓજીઆને, શું ધક ચરી રહયુંચ ! સપરમે દહાડેબી ત્યાં ! હું મલકાતી છલકાતી પુલે વધાવવા આવી, અને એવણ તો કરારને જીવશે સિધાર્યા ! મહને રાતે જણાવ્યું બી નહિ ?

**ગુલાં**—માયજી, સપરેમે દિવસે, તમે ગુસ્સે ના થાવ ! થોડાજ વખતમાં આવી લાગશે. Duty આગળ, વ્હાલો શું કરે ?

**નાઝાંમાય**—દયુતિ શું ! હું કાંઇ એવી દયુતિબુતી સમજતી નથી, બસ, એ આવે કે એને કહી દેવશ !

**ગુલાં**—શું કહેશો, માતાજી !

**નાઝાંમાય**—વળી શું કહેવાનું ! એજ કે, ત્યાં રાજીનામું આપી ચાલી આવે.

**ગુલાં**—અરે એમ કાંઇ થાય, માયજી ! સરકારના કાયદા આગળ કાંઇ આપણું ચાલે !

**નાઝાંમાય**—સરકાર કોણ ? માહરા ઘરમાં હું સરકાર. ! માતા સરકાર, માતા વડી કે સરકાર ! મહારો એકપુરો જીવ, મરૂં મ્હારા વીરા ધણીને બહેરત, તે સાત દિકરા આપ્યા, તેમાંથી દાદારજીએ એકને વધાવી રાખ્યો ! જી જી ભરાયો ! (સારીથી આંખ લુછે છે).

**ગુલાં**—એ લેવ માતાજી–રૂસીજ સામેથી દોડતો આવે છે.

**રૂસી**—(દોડતો આવી ખુશાળીમાં બુમ પાડે છે) એ ખુશાળી ! ખુશાળી ! (કોટી કરતાં) વ્હાલા મમાજી, ખુશાળી ! ગુલાં, બસ ખુશાળી !

**નાઝાંમાય**—શાની ખુશાળી ? શું છે ? રૂસી ! કોઈ સોરતી હાથ લાગી કે ?

**રૂસી**—અરે સોરતી શાની બરીચ ? લડાઈની ખુશાળી ! હા, લડાઈ શરૂ થઈ ચુકી છે–દેશ માટે મહને તૈયાર થવા નોટીસ મળી.

**નાઝાંમાય**—લડાઈ, કોણુની લડાઇ ? શાની લડાઇ !

**રૂસી**—બોળશેવીકના બળ સામે સત્યની સમશેર ખેંચવાની ખુશાળી.

**નાઝાંમાય**—એ માયરે ! રૂસી દીકરા, તું માયને રખડાવી જશે કે !

**રૂસી**—વહાલા મ્મમા, એમ ના બોલો ! રખડાવે શાનું ? માહરી ફરજ અદા કરવા, મ્હને ગરજ છે, હિમ્મતનું તે કરજ છે.

**નાઝાંમાય**—પણ મને એવા કરજ, ફરજ, ગરજની દરકાર નથી. તું સાફ ના લખ! કે મમાની મરજી નથી.

**ગુલાં**—વ્હાલાં મ્માજી, એમ કાંઈ જરથોસ્તી ટોળાના દિકરાઓથી થાય કે?

**નાઝાંમાય**—(ચીરડાઈને) ત્યારે શું એકપુરો દિકરો રેંસાય કે?

**રૂસી**—માતાજી, એમ જો આપણે હિમ્મતથી આગળ વધીયે નહિં, તો આપણે હિચકારામાં નામ લખાવી દઇશું. દેશના ભલા ખાતર, એવા એક શું પણ લાખો જીવો જાય, તો બસ નથી. સત્ય સેવામાં, સમશીરને મ્યાનમાં રાખીયે, તો શમશેર ધરાવનાર શુરવીર કેમ કહેવાય? તહેમતનની તોખમ કેમ દિપાય? કિયાની કિર્તી કેમ ઝગવાય? જરથોસ્તી ઝુન્ડો કેમ ઝમકાય?

**ગુલાં**—શાબાશ—માહરા વહાલા વીરા, તું જેવો ધીરો છે, તેવોજ વીરો છે, અહુરા તુને મદદ કરશે! વહાલા માતાજી! બસ જવા દેવો, મ્હારા વીરા રૂસીને! કેઇ પરણેતર પોતાના વિરપતિને જંગની જગ્યા પર ન જવા દઇ, ઘરમાં સાચવી, વીરબાળા કહેવાશે? જંગના મેદાનમાં બહાદુરીથી લડી, જખમી થઇ આવેલો, પતિ યા પૂત્ર જંગી અંકાશે, જ્યારે બીક રાખી હિચકારાના હિંચોલા ઉપર બેઠેલો નર, ખરમાં ખપી, બેઢંગી હાલત અંકાવશે.

**નાઝામાય**—ત્યારે શું માહરો એકપૂરો દિકરો લડાઇમાં દુશમન માર્યો જાય?

**ગુલા**—ના મ્માજી, રડો ના, તમારા દિકરાને આશીશ દેવો કે લડાઇમાં લડી, સાચી લડતે દુશ્મનની નોક તોડી, પોતાના રાજને, તાજને વફાદારીથી બચાવી, પાછો કિર્તી સાથે હસતો રમતો આવી મળે!

**રૂસી**—ગુલાં, તારી હિમ્મતથી, માહરાં દિલમાં હોંશ વધે છે. નારી હોજો તો ત્હારા જેવી! જેવી ત્હારી ખુબસુરતી છે, તેવીજ નારી હિમ્મતની કિમ્મત ભારે છે. આ વખત, નારીની ખુબીનું હરમીસનું ગીત યાદ આવે છે.

ઠરી છે નાર–જગને દ્વાર ખરે, સંસારની રાણી
રહી તે હિતના ચિતે–સબુરી સંપને જાણી=ઠરી
મુશીબત વેઠ ને દુખે, ગમીનો ગોટ જો આવે
રહી, તે ધીરની પાસે, અહુરાના બારને માની=ઠરી
દીપી સંસારની ડાળે–કમળ માફક સુગંધ છાઇ
વમલ રાખી અમલમાં વાહ, બની તે અહુરની સ્થાની=ઠરી

**ગુલા**—રહયો ભરથાર મુજનો હાર–સુગંધ આપી રહયો બેપાર,
સતિનો, પાળ્યો ઉધ્ધાર–દિપી ત્યારે ખરી હું નાર.

**રૂશી**—ચાલો, વ્હાલા મ્મમાં, તમે હવે રડવાનું છોડી દેવો, અને બહાદુર લડવૈયાના ધીરજવંતાં માતા થઇ જાવ, અને હિમ્મતથી બોલો કે દિકરા સિધાર !

**નાઝાંમાય**—દિકરા, વહાલા, રૂસ, ખરેજ તહારી હિમ્મત જોઇ, મહને છાતી ધાડી કરવીજ પડેજ. પણ બોલની દિકરા, તું ક્યારે સિધારશે ?

**રૂસી**—જે વખત જાય છે તેમાં, મારા ગોઠીઆઓ આવી પુગશે, તેજ વેળા મહને જવું પડશે-ચાલો, મમાજી, હવે મારી છાવણીનો સામાન તૈયાર કરી આપો !

**નાઝાંમાય**—ઓ હારે મરૂ, ( ઓવરણા લેતાં ) ઓ મરૂંરે મહારા વિરા પરથી ( જરા આગળ જઇ ઓવરણા લેતાં ) ઓ મરશ રે મ્હારા દિકરા પરથી ( સામેથી ઇરાનીનું, કાંઇ હાથમાં લઇ આવવું અને નાઝાંમાય સાથ અઠડાઇ પડવું )-મરેરે મૂવો ! કોણ મૂવો અસપનદીયાર ! મૂવો આંધળો, જોતોબી નથી !

**અસપંદીયાર**—હુ તો બરાબર જોયચ, પણ આંધળો કેમ જોયચ ? એ તો સારા થયા, હું જોયા, નહિં તો, આ સાલમુબારક બધી કુડીને બહાર ભોંય પર પડી ધુલ થતે.

**નાઝાંમાય**--ચૂપ મૂવા, શું બકેચ ? તૂંજ કાંય નહિં મૂવો ધૂળમાં પરતો ?

**રૂસી**--માયજી._માયજી ! બસ જવા દેવો, માફ કરો !

**નાઝાંમાય**--શું માફ કરો ! મુવો તદન મુજી બનતો જાયચ, મુવાને સુધારૂં સુધારૂં ને મુવો ગમાર.

**અસપંદીયાર**—ઓ શેઠ ! શેઠ, રૂસતમ શેઠ, તારી માદરને હવે કહીદે, મને ઘેરી ઘેરી ચમાર કહેચ, ઇરાન, કદી એવા બોલ નહિં સમજેચ, હવે મારાં લોહી તપી પોની ચારસો ડીગ્રી થયાચ, હવે વધારે ઇરાન સાંભળેચ, તો, તહારા માદરને, ઈરન, ચોરેમના ચાદર પર બીરજેચ.

**રૂસ**—ચાલ બસ કર ! બોલ શું લાયોચ ?

**અસપંદીયાર**—આયે, તો કેક, કોઇ આયાને મૂકી ગયા તે હું તારી પાસે લાયા !

**ગુલાં**—શું કેક, આયાને મૂકી ગયું ? એ શું બોલેચ ?

**નાઝાંમાય**--મુવાનું કપાળ બોલેચ, મુવો ઉજબક !

**અસપંદીવાર**—હા શીઠ, હું ભૂલ્યા, કોઇ તારા તપાળબી મુકી ગેયાંચ.

**રૂસી**—આ હાથમાંનું મુકી દે, અને જા. જલદી તે અહીં લઇ આવ ! (ઈરાન જાય છે, રૂસી, ભેટ આવેલી ચીજ, ગુલાં તથા માયજી

સાથે તપાસેછ) માયજી, આ કેક તો જીનાદારનું છે, કોઇએ કાપીને માંહેથી કટકો બી ઓગ્રમ કીધોચ.

નાઝાંમાય—એજ મુવાને પુછો !

ગુલાં—વહાલાં માયજી, નોકરને વાર વાર એવું નહિં બોલ્યે, એવા ઓને મોંઢે નહિ લગાડયે, હમણું નોકરનાં બીલકુલ વાખા છે, તેમાં, એ જુનો જશે, તો આપણુને કેવી ખટપટ થશે, (ઇરાની દાખલ થયો, હાથમાં કાગજો લાવ્યો)

ઇરાની—( શેઠને આપતાં ) આ તમારાં નામનાં કુરબીયાં છે.

રૂસી—( કાગજો લઇ ) અસપંદીયાર, વારૂ બોલાતો ખરો, કે આ કેક કોણે કાપી ખાધું ?

અસપંદીયાર—મેં ખાધા. ઇરાન સાચ્ચાજ બોલેચ, હું ખાઇ ગેઇચ.

ગુલાં—કોણુના હોકમથી ખાધા !

અસપંદીયાર— તારા રૂસીના હોકમથી !

રૂસી—મેં કયારે હુકમ આપ્યો !

અસપંદીયાર—અફસોસ ! અફસોસ ! શેઠ, તું ઇરાન જીતવા કમ્મર બાંધેચ, અને ત્હારૂંજ હુકમ તું યાદ નહિ રાખેચ, ઘેણું દલગીર વાત છે.

રૂસી—પણુ મેં હુકમ કયારે આપ્યો ?

અસપંદીયાર—તું, તે દિવસે મને કેહેચ, કે જેબી કાંઇ ચીજ લાવે, તે પહેલાં ચાખીને લાવે, ત્યારે, ઇરાન પહેલાં ચાખેચ, અને કહેચ, કે કેક ઘેણુા મજાના છે.

રૂસી—જબરો ! જબરો ! ખરેજ ઇરાન બચ્ચો મીજાજનો ગયલો ખરો, સમજવામાં ધીલો ખરો, પણુ, સચ્ચાઇ અને વફાદારીમાં, ઇરાની જેવા માણુસો કદી મળવાનાં નથી. ગુલાં, આજે, એને કાંઇ ખુશી કરજે. ચાલ અસપંદીયાર, આજે મારા વરષની ખુશાલીમાં કાંઈ લલકાર ! ( તેટલાં બેટનલીયનનો માણુસ પેગામ લાવે છે—રૂસી ઉખેડી વાંચે છે, વાંચી મલકાય છે, અને માતાજીને કહેછે—) આજે, માતાજી, પેગામમાં મારો વડો લખે છે કે, બોસશેવીક સાથે, મસલત કરતાં, સલાહ સ્થપાઇ છે, અને લડાઇ તહકુબ થઇ છે.

નાઝાંમાય—ઓ ખુશાળી, ઓ દીકરાં પેટમાં ભરા, ( નાઝાંમાય દીકરાને પેટમાં લે છે, અસપંદીયાર નવા આશનારે બગળમાં ધરે છે)

રૂસી—ચાલ અસપનદીયાર, ત્હારૂં પેલું માનીતું ગીત લલકાર !

અસપનદીયાર—( ગીત ગાએચ )

યાદી ધરો તે ઇરાનની, ઇરાનની આલા શાનની,=યાદી.

કેવા જાલ, શામ થયા, રૂશતેમ, સોરાબ, જહાંગીર થયા,
અનારી શરબત, મેવા થયા, તારીફ ગાયે, નેક ફાલની=યાદી.

તે વતન, ઇરાની તન છે, ધરમી ઝેને, ઇરાની મન છે,
દુન્યાની ઝુન્ડા, નવમાં રતન છે, ખુબી ખિલાવો, તે હાલની,=યાદી.

માદર ઇરાન, પેદર ઇરાન છે, અહુરાની યાદે, જીગર લાલ છે,
યકિન ચાહો, તે શાલની=યાદી.

---

પાક અહુરાની કેવળ ખુબી દરેક ચીજોમાં મળે છે, તેની પરસતીશમાં જાન
કુરબાન કરી નિસાર કરવો ઈનસાનનો ધર્મ છે.

કાલીંગડો—ત્રીતાલ—ગાનાર—મીઠ કાપડીઆ.

ઓ રમ સ્યાન તું જમાની-હર કંકર, રજ રજમે જાણી
આતેન જાહીરમેં પયછાણી—ગણગણુ મનમન કરતત જનજન=સ્યાન

અગ્નિ મેં તુ હય—ખુરશીદ મા તું—ચંદ્ર ગહન, ઓર તારે, હય લાખન
નિત મન હુસ્મન—ખ્યાલ હય ગુણુતન—પળ પળ જળ થળ રમકી સોચન=સ્યાન

---

દુન્યાની ફાની માયામાં, જીવ ઉપર ફોકટ કહાણી કાં કરીયે છીયે ? આજે છે, તે કાલે
નથી, કે નથી, ત્હારૂં અને મ્હારૂં રહેવાનું ! જે રહેવાનું છે, તે અહુર નામ,
અને તેને ખુશી કરવા કરેલા કામનો પમડાતજ જલવાશે

જીુઠી જગ માયામાં મળકાય—ત્યાં દુખી કાં તણાયે=જીુઠી
બાપ કહે, એતો મ્હારો—માતા મન હરખાય
પળ વારમાં પ્રાણુ છુટે—નવધાર આંસુ ધાય=જીુઠી
કંજુસ કહે એ મ્હારૂં મ્હારૂં—ફોગટમાં અફલાય
ગર્વતાનની માન ખાનમાં—શાને તું પછડાયે=જીુઠી
શાને મ્હારૂં, શાને ત્હારૂં—શાને શૌનુ થાય
શુરનાદ વાગે જમદાની—ત્યારે, કાં અકળાય !=જીુઠી
કાયા માયા દેહના ભોગે—માર્ગ સ્મરણુ થાય
ક્ષુંગત ખોલે અતિ કષ્ટે—અહુર નામ સંભળાય=જીુઠી

ભેરવી—ત્રીતાલ.

મન સાચી સેવા નિત કરજે–ન જુઠ ચલન પર તું મરજે.
હસમત રહેશે હુરમત રહેશે
જગ સ્થલ થળપર ખુશમન હુશમન તું ભરશે.=મન–
પરવરનો તું પ્યારો ઠરજે. વિરદાતામાં ન્યારો ઠરજે.
ચારો ધરજે હરખાઇ જ્યાં. ખાસ અગત જો હો ભાઈ.
ચારો ધરજે ભારો ધરજે અન્નદાતાનો પ્યારો ઠરજે–તું ભાઇ=મન.

---

કુલ જરથોસ્તીઓની પાક ફરજ! દીનનું જાગૃણ! ઈરાનની યાદી અને તેની જાહોઝલાલીને સંજીવણી કરવી.

જાગોરે દીનદારો—ઓ હિતદારો, ધરો ધર્મે યાદી
કોમે આબાદી—સત હિત ધારી=જાગો
વંશ ક્યાં, ક્યાં વતન છે—ક્યાં કૈખશરૂ–ક્યાં તહેમતન
ક્યાં વસીલો વાડી=ઓ હિત
કાબેલ કેરસાસ્પ, જહાંગીર ને તુર—તમુર બરજોર
નૌશીરનો નુર—ક્યાં ઇરાનશાહી ગાદી=ઓ હિત
જાલ અક્કલમંદ–તેહેમુરસ દેવબંધ–દાનાવ જમશેદ
ગુસતાસ્પ નુરમંદ—ક્યિાની ઝુન્ડાની જાલી=ઓ હિત
રે દતાઇ છે મતા ઇરાનની એ મુગ—ક્યાં ગયુ તે નામ આજ
ક્યાં ગયું તે મુળ=
લેઓ સંજીવન કરી નામ ઇરાની લોહી–
પાક દિનના આ મહજબને—લેવ અષોઇએ ધોઇ
બળથી વધો ઉઠી જાગી=ઓ હિત
લાવો રહેમ ભાવ—સાથે પ્રેમ દાવ–
સંપ સલાહથી સાથે તમ ધાય—ધરી અહુરની યાદી=ઓ હિત

*God Save the King.*

**અહુરા, અમારા રાજપતિને સુખ અને સંપતમાં રાખો!**